શ્રી ભારતીવાહનહંસપત્રાવળિ પત્ર. ૫ મું.

ભકિત. સ્વદેશાભિમાન. નીતિ.

# શિક્ષણ શતક.

દોહરો

શિક્ષણનું શુચિ ફળ પ્રથમ, શુભ સ્વદેશ અભિમાન,
એ વિણ ગૃહી ગર્દભ સમા, ત્યાગી પ્રેત સમાન;

પ્રસિદ્ધ કર્તા,
ત્રવાડી. અંબાલાલ નરસિંહલાલ.
પ્રકાશક "વિદ્યાર્થિ જીવન".



અમદાવાદ
ધી કીરણોદય પ્રીન્ટીંગ પ્રેસમાં
સા મગનલાલ રણછોડદાસે છાપ્યું

—:૦*:૦*:—

કીંમત ત્રણ પાઈ.

# પ્રસ્તાવના

—:૦*:૦*:—

હાલના સમયમાં ભારત વર્ષમાં હજારો બાલક ભણે છે અને તેને સેંકડો પંતોજી ભણાવે છે પરંતુ જેમાં સઘળી વિદ્યાકળારૂપી નદીયો પરિણામે મલે છે એવો મહાસાગર એક સ્વદેશાભિમાનજ છે એમ સમજનાર ભારતવર્ષમાં ઘણા થોડાજ છે. ભણતર સાથે સદ્ગુણ અને સ્વદેશભિમાનનું ચણતર જ્યાં લગી નહિ થાય ત્યાં લગી ભણવું ગણવું તે એક વાંઝીયા ડોબા જેવું છે, સંસાર સુધારો તે કરોળિયાની જાલ છે, અને ધર્મ સુધારો તે ધૂળ ઉપરનું લીંપણ છે, માટે ભણનારને અને ભણાવનારને પોતાના કર્ત્તવ્યનું ખરેખરૂં ભાન થવાને માટે આ "શિક્ષણ શતક" સ્વદેશીઓની સેવામાં નિવેદન કરવામાં આવે છે.

પ્રકાશક.

# ભણવા વિષે.

## દોહરા.

[1]પારસમણિ, [2]ચિન્તામણિ, [3]કલ્પવૃક્ષ કહેવાય;
તેથી પણ વિદ્યા વધે, ભણ્યે ભલું સઉ થાય. ૧
પારસમણિના સ્પર્શથી, [4]કંચન થાય [5]કુધાત;
ત્યમ વિદ્યાના સ્પર્શથી, કુજાત થાય સુજાત. ૨
ચિન્તામણિથી ચિન્તવ્યાં, મળે સદા સુખભોગ;
સઉ સુખ વિદ્યા દે વળી, સદ્ગુણનો સંજોગ. ૩
કલ્પવૃક્ષ મન-કલ્પના, સફળ કરે જ્યમ સાર;
વિદ્યા ત્યમ વાંછિત દિયે, સફળ કરે અવતાર. ૪
સુજન કુજન સદ્ગુણ, અને દુર્ગુણ પણ પરખાય;
વિદ્યા દીપક પ્રકટતાં, સકળ પ્રકટ સમજાય. ૫
કુળ સ્વદેશ ને જગતનો, સમજાયે સંબંધ;
જગપતિની ઓળખ દિયે, દૂર કરે [6]પ્રતિબંધ. ૬

---

૧. પારસમણિ—એ શબ્દ "સ્પર્શમણિ"નો અપભ્રંશ છે. પારસમણિ એ એક જાતનો એવો મણિ છે કે તેને લોઢું અડકે (સ્પર્શ કરે) તો સોનું થઈ જાય એમ કહેવાય છે. ૨. ચિન્તામણિ—એ એવો મણિ છે કે તેની પૂજા કરી હાથ જોડીને જે કાંઈ મનમાં ચિન્તવે (એટલે ઇચ્છે) તે વસ્તુ મળી જાય એમ કહેવાય છે. ૩. કલ્પવૃક્ષ—એ એવું સ્વર્ગલોકમાં ઝાડ (વૃક્ષ) છે કે તે મનમાં કલ્પના કરીએ તે વસ્તુ આપે—એમ મનાય છે. ૪. કંચન—સોનું. ૫. કુધાત—કુધાતુ—લોઢા જેવી નીચી ધાતુ ૬ અડચણો.

સુખ આપે દુઃખ કાપીને, સુખમાં દે સુવિચાર,
દુઃખમાં અડગીક ધૈર્ય દે, વિદ્યાનો આધાર. ૭
આ લોકે ભય ટાળીને, પરલોકે સુખ સાજ;
દે સમર્થ વિદ્યા વડી, ભવ જળ તારણ જહાજ. ૮
તન તર[1] ને મન તર બને, તેથી ધન તર થાય;
એ ત્રણ તર જેથી બને, તે ભણતર કે'વાય. ૯
કુંચી અક્ષર[2]-જ્ઞાનની, આવે જેને હાથ,
નૂતન પુરાતન જ્ઞાનના સઉ નિધિનો[4] તે નાથ.[5] ૧૦
ભણ્યો ગણ્યો સંસારમાં, ચલવે નિજ વ્યવહાર;
પામે વળિ સત્કારને, જાય ધર્મ ધરિ પાર. ૧૧
ભણ્યા ગણ્યાનો જગવિષે, સઉકો પૂછે ભાવ,
અભણ અને પશુનો કહે, સઉ જગ એક સ્વભાવ. ૧૨
અક્ષરકેરા સંગથી, જડનું કેવું માન,
છપાયલાં ગજ કાટલાં, માને સર્વ પ્રમાણ. ૧૩
ભેગ ભરેલો રૂપિયો, અક્ષરને આધાર,
ચોખ્ખી ચાંદીનેય પણ, ખરીદી લે નિર્ધાર. ૧૪
ઘાસ ફુસને ચીથરાં-તણો પુત્ર જે પત્ર,
તે નરવરને[6] કર[7] ચઢી, શિરપર પામે છત્ર. ૧૫

---

૧ તર-સારૂં, વધારે સારૂં, પુષ્ટ, સબળ, તત્વવાળું-એ અર્થ સૂચવવા ગુજરાતી ભાષામાં "તર" શબ્દ વપરાય છે. ૨ અક્ષર જ્ઞાન=લખવા વાંચવાની વિદ્યા. ૩ નૂતન-નવું. પુરાતન-જુનું, પ્રાચીન. ૪ નિધિ=ગુપ્ત ભંડાર, દાટેલો ખજાનો. ૫ નાથ=માલિક, ધણી. ૬ નરવર=રાજા. ૭ કર=હાથ, ( હાથમાં ). ચીથરાં વગેરેથી બનેલો કાગળ ઘણું અક્ષરના સંગથી રાજાઓના હાથમાં અરજી રૂપે જવા પામે છે.

ભણ્યું સિપઈ અક્ષર સહિત, ચપરાસે [1]બળવાન,
તો ક્યમ પૂજાય જે સાક્ષરતાનું [2]સ્થાન ? ૧૬

ભણો બાળ સહુ ભાવથી, ભાવે ભણો યુવાન;
વૃદ્ધ જનો વિદ્યા સજો, અળગું કરો અજ્ઞાન. ૧૭

નરનારી વિદ્યા સજો, તજો વૃથા અભિમાન;
ભાવે ભજો સ્વધર્મને, ભરત-ભૂમિ-સંતાન. ૧૮

અંકિત[3] વૃષભ[4] તણે શિરે, પણ ધૂસરિ નવ હોય,
વિદ્યાંકિત[5] પરતંત્ર નહિ, સ્વતંત્રતામાં સ્હોય. ૧૯

ભારતવાસી અસલના, કરી ભારતી-સેવ,
ગણાઈ ગયા આ અવનિમાં, દેહધારિ[6] પણ દેવ. ૨૦

માટે ભારતવાસિ સહુ ધરિ ભારતી પર ભાવ,
ભરત ખંડ-ભાસ્કર-ઉદય[7] કરિ લ્યો અનુપમ લ્હાવ. ૨૧

ભરતખંડ ને ભારતી, અનાદિથી છે એક,
પરખી લ્યો નામે કરી, પૂજો ધરિ દઢ ટેક. ૨૨

---

૧ ચપરાશ=પટો. ૨ સાક્ષરતા-વિદ્વત્તા. ૩ અંકિત=આંકેલો જેના ઉપર આંકડાં પડેલા છે એવો. ૪ વૃષભ—આખલો. તાત્પર્ય એ કે આખલો એક પશુ છે અને તેને આંકવામાં જે આંકડા કરવામાં આવે છે તે આંકડા પણ નિરર્થક જેવા છે તોપણ તેના ઉપર ધૂસરી અથવા પરતંત્રતા નથી હોતી, તો જે મનુષ્ય હોય અને વિદ્વત્તાનું સ્થાન હોય તે કદી પરતંત્ર રહેજ નહિ. ૫ વિદ્યાંકિત= વિદ્યાવડે અંકિતઃ વિદ્યાના સંસ્કારવાળો. ૬ દેહધારી=મનુષ્ય શરીરને ધારણ કરનાર ૭ ભરતખંડ-ભાસ્કર-ઉદય=ભરત ખંડના સૂર્યનો ઉદય.

# શિક્ષક કોને કહેવો ?

## દોહરા

રક્ષક પદ રાજા તણું, તેથી શિક્ષક શ્રેષ્ઠ;
શિક્ષક વિણુ રક્ષક ઘણા, નરપતિ નિવડ્યા નેષ્ટ. ૨૩
વસિષ્ઠ સમ શિક્ષક મળ્યે, શોભ્યા રક્ષક રામ;
શિક્ષણવિણુ રક્ષણતણું, બની શકે ક્યમ કામ ? ૨૪
આ ભવ પરભવ સુધરવા, સહુથી પ્હેલી દીક્ષા;
બાળાપણથી જે મળે, તેજ સુખદ શુભ શિક્ષા. ૨૫
દાતા તે શિક્ષણ તણો, શિક્ષક તેજ સુહાય;
પૂર્વતણાં બહુ પુણ્યથી, શિક્ષક યોગ્ય પમાય. ૨૬
રાજપાટ દેનાર આ દુનિયામાં બહુ હોય;
આજ પાઠ દેનાર નર, માયે જણિયા કોય. ૨૭
વેષધારિ સાધુ ઘણા, ધરે લોટપર ચોટ;
વેષધારિ શિક્ષક ઘણા, ઉદર ભરણ પર દોટ. ૨૮
રાજપાટના ઠાઠથી, રક્ષણ જૂદું જાણ;
પાઠ કાઠ મંથન કરી, અગ્નિતણો પ્રકાશ;
કાઢી દે શિક્ષક ખરો, કરવા તિમિર વિનાશ. ૩૦
સાદો શાન્ત અને સુખદ, વશ કરનાર પ્રભાવ,
દાખે એવો જોઇયે, શિક્ષકનો દેખાવ. ૩૧
શિક્ષક કેરો વેષ તે, પણ દે છે ઉપદેશ;
ટાપટીપિયા શિક્ષકે, ટાપટીપિયો દેશ. ૩૨
સૂક્ષ્મ દૃષ્ટિને સરલતા, વિના વિંધાય ન લક્ષ્ય;
શિક્ષકને બંદુકલણા, પરખો ગુણ પ્રત્યક્ષ. ૩૩

વાણી મધુર સુધા સમી; અર્થ દાખવે સ્પષ્ટ;
દંભરહિત શિક્ષણ દિયે, એ શિક્ષક ઉત્કૃષ્ટ. ૩૪
સ્નેહ શિષ્યગણ ઉપર ને, ભણાવવા પર ભાવ;
રંક રાય સરખાં ગણે, એવો શુદ્ધ સ્વભાવ. ૩૫
શક્તિ સમજી શિષ્યની, આરંભાવે પાઠ;
શક્તિ વધારે શિષ્યની, કરે ન હાલો ઠાઠ. ૩૬
અડચણ ક્યાં ભણનારને, એ સમજી ઉરમાંય;
અડચણ હણવા એ તણી, યોજે સઘ ઉપાય. ૩૭
સાચાશી હુંશિયારને, મંદબુદ્ધિને ધીર,
આપીને શિક્ષણ દિયે, એ શિક્ષકવર વીર. ૩૮
શિક્ષણ આપે અલ્પ પણ, કલ્પ લગી નવ જાય;
એવું સજ્જડ શીખવે, એ શિક્ષકનો રાય. ૩૯
શિખવું તે તો સ્હેલ છે, શીખવવામાં ફેર;
જણાય નહિં આ જગતમાં ગુરૂપદ ઘેરઘેર. ૪૦
દેનારા ઓછા મળે, લેનારા બહુ દાન;
તેજ પ્રમાણે સમજજો, જ્ઞાનદાન વિદ્વાન. ૪૧
દેશદાઝ દિલમાં વસે, અલ્પ ધને સંતોષ;
તે શિક્ષકનું કામ કરિ, ભરે પુણ્યનો કોષ. ૪૨
ગ્રહપતિ, ગામપતિ અને દેશપતિ પણ થાય;
સભાપતિ પણ સાંપડે, જો શિક્ષકની સ્હાય. ૪૩
સારા શિક્ષક નીવડયે, દેશોદયની આશ;
મેઘ આશ ઇશાનમાં વિજળી તણો પ્રકાશ. ૪૪
વિદ્યા આપે ઓકથી, એ નહિ શિક્ષક શૂર;
સ્વદેશપ્રીતિ પ્રકટવે, તેજ વધારે નૂર. ૪૫

સદાચારપર પ્યારને વધારિ જે વિદ્વાન;
શોભાવી દે શિષ્યને, શિક્ષક તેજ ધીમાન. ૪૬
ગૃહસ્થ પદને પાળવા, જે ગુણતણી જરૂરે;
તે ગુણ આપે શિષ્યને, તે નર શિક્ષક-શૂર. ૪૭
પ્રીતિ સદા ભગવાનની, વળિ નીતિપર નેહ;
પ્રીતિ પરમ નિજ દેશપર, શિક્ષક શિખવે તેહ. ૪૮
ધનથી તનમન જાળવો, ને તન મન ધન ભોગ;
આપો નિજ દેશાર્થ કે', એ શિક્ષક-ઉપયોગ. ૪૯
બાળારાજા બોધવા, સ્વદેશ કેરા દૂત;
શિક્ષક સમજે આપને, તેજ પરમ અદ્ભૂત. ૫૦
શરીર બળ નિજ શિષ્યનું, સાચવિ શકે સુજાણ;
વિદ્યા દિયે વિનોદસહ, તેનાં વિશ્વ-વખાણ. ૫૧
શિક્ષણકેરા વિષયને, સરસ બનાવે જેહ;
તે શિક્ષકને સમજવો, અનુપમ અમરતંમેહ. ૫૨
નિજ શિશુ સમજે શિષ્યને, સરજે સદ્ગુણ આમ;
તે શિક્ષકનો ગુણ કદી, વાળી શકે ન દામ. ૫૩
માત તાત પશુ પ્રસવતાં, શિક્ષક કરે મનુષ્ય;
સદ્ગુરુ સુરવરમણિ કરે, જનને ફરી અદૃષ્ય. ૫૪
સત્ય શૌર્ય જે શિક્ષકે, સિંચ્યાં શિષ્ય ઉરમાંય;
અજર અમર કરનાર, રસ તેણે સિંચ્યો સદાય. ૫૫
સ્વદેશભક્તિ શીખવે, જે શિક્ષક સુખદાઈ;
તેનો જશ આ લોક પર—લોકે રહે ગવાઈ. ૫૬
અસલ રાજ્ય શોભાવિયું, અવની ઉપર સોમ;
જે શિક્ષકનાં શિક્ષણે, તે વખણાયે ભોમ. ૫૭

જ્ઞાનને સ્પાર્ટા વિષે, શિક્ષક પ્રકટ્યા જેહ;
સફળ તેમનાં જીવન છે, જગમાં નિઃસંદેહ. ૫૮
ભરતખંડમાં પૂર્વે જે, શિક્ષકવર ઋષિરાય;
હજુ પણ તેના પૂજીએ, પૂર્ણ ભક્તિથી પાય. ૫૯
જરમનિમાં નરમણિ બન્યા, જે શિક્ષકને હાથ;
તે શિક્ષક નિજ દેશના, ખરેખરા નરનાથ. ૬૦
કૃતે ફ્રાન્સની ગાજતી, જે શિક્ષકને જોર;
તેને ક્યમ પૂજે નહિ, યુવાન વૃદ્ધ કિશોર. ૬૧
જે શિક્ષકથી બ્રિટનનું, તન મન ધનનું તેજ;
તે શિક્ષકગણ ધન્ય છે, અવની ઉચરે એજ. ૬૨
બકરી બાઝી સિંહશું, તે શિક્ષકનો રંગ;
ટ્રાન્સવાલ તૃણસમ તદપિ, પામ્યું કીર્તિ અભંગ. ૬૩
જે શિક્ષકના શિક્ષણે, અમેરિકા છે હાલ;
અમરપુરસમું ઓપતું, તે શિક્ષક દઢ ઢાલ. ૬૪
જે શિક્ષકના સત્વથી જાગિ ગયું જાપાન;
તે શિક્ષકનાં મુખકમળ, નિશદિન ચાવે પાન. ૬૫
જે શિક્ષકગણ ઉદયથી, યુરોપ કેરો ઓપ;
તે શિક્ષકના સંગથી, અજ્ઞાન તણો લોપ. ૬૬
એવા શિક્ષક ઉપજે, તજે તુચ્છતા હિંદ;
તે શિક્ષકના પ્રેમથી, પૂજે પદઅરવિંદ. ૬૭
શિક્ષક સૂર્ય ઉદય થકી, જો નવ તિમિર ટળાય;
તે શિક્ષક નહિ તાવડી—સમ સઉ તેજ કળાય. ૬૮

## અમુક દેશના શિક્ષકો નાલાયક છે એ શા ઉપરથી પરખાય?

### દોહરા.

ધારે નહીં સ્વધર્મને, સેવે બાળક—લગ્ન;
એજ દેશના શિક્ષકો, સમજી લેવા અજ્ઞ. ૬૯
તવઈ ગયેલી જ્યાં પ્રજા, ભણતરનો બહુ ભાર;
એજ દેશના શિક્ષકો, ગણવા ખરા ગુમાર. ૭૦
ટાપટીપ વિદ્યા ભણી, શીખે શિષ્ય—સમાજ;
એજ દેશના શિક્ષકો, સમજો પશુ સરખાજ. ૭૧
હાથતણી મ્હેનતવિષે, જન સમજે અપમાન;
એજ દેશના શિક્ષકો, પક્ષ પશુ સમાન. ૭૨
નિર્ધનતા ને મરણનો, ભય માને જાહિં લોક;
તેજ દેશના શિક્ષકો, સરજાવે છે શોક. ૭૩
ગુણિયલ ન કરે ગોરીને, પણ તજવે મરજાદ;
તેજ દેશના શિક્ષકો, ગર્દભકેરી લાદ. ૭૪
રળે ખાય પણ દેશનો, ક્ષણ પણ નહિ વિચાર,
એજ દેશના શિક્ષકો, સ્વદેશને શિર ભાર. ૭૫
કરે એશ આરામ પણ, દે ન દેશનું નામ;
એજ દેશના શિક્ષકો, હરામખોર હજામ. ૭૬
સ્વદેશનું હિત ડુબવતા, ખરા ખુશામતખોર;
ત્યાંના શિક્ષકને હણો, ગરદન ખરે બપોર. ૭૭
સ્વદેશની વસ્તુ ઉપર, પ્રકટાવે નહિ પ્યાર;
એવા શિક્ષકથી પ્રજા, સુધરે નહિ કો વાર. ૭૮
કરવા ક્ષોભ સ્વદેશનાં, નાહક શોધે છિદ્ર;

તેજ દેશના શિક્ષકો, ધૂતા ધર્મ—દરિદ્ર. ૭૯
પ્રભા જોઈ પરદેશની, બ્હીકાં કરતા મુખ;
એવા નપુંસક શિક્ષકે, ક્યમ સાંપડશે સુખ ? ૮૦
દેશવિદેશ ન સંચરે, સ્વદેશ ફેરે કાજ;
તેજ દેશના શિક્ષકે, ખોઈ દેશની લાજ. ૮૧
વિદ્યાકળા સ્વદેશનાં, ધરે વિસારે જેહ;
એજ દેશના શિક્ષકો, સમજો વિષના મેહ. ૮૨
વિદ્યાકળા વિદેશની હરણ કરે નહિ જેહ;
તેજ દેશના શિક્ષકે, શી'દને ધાર્યો દેહ ? ૮૩
પતિવ્રતા પ્રકટે નહિ, ધરે નાતરે નેહ;
તેજ દેશના શિક્ષકો, રાક્ષસ નિઃસંદેહ. ૮૪
સ્વધર્મમાં સમજે નહિ, પર ધર્મે પીલાય;
તેજ દેશના શિક્ષકો, શું કરે દેશ—સહાય ! ૮૫
જ્ઞાતિ ને નિજ દેશનો, ઉરમાં ઉદય ન આશ;
તેજ દેશના શિક્ષકો, સ્વદેશ શીષ ખવાય. ૮૬
નાત વરાથી વિત દહીં, કરતા દેશ દરિદ્ર;
તેજ દેશના શિક્ષકો, વડા બ્હાણનાં છિદ્ર. ૮૭
તડો તડાકા મારવાં, સળગાવી દે સંપ;
તેજ દેશના શિક્ષકે, પ્રકટાવ્યો ભૂ—કંપ. ૮૮
ધર્મગુરૂ સેવકસુતા—ત્રિયપર કરે કુદૃષ્ટ;
એજ દેશના શિક્ષકો, બધા સજીવન કષ્ટ. ૮૯
અર્થ અહિંસાનો અવળ, કરિ રણકાયર લોક;
તેજ દેશના શિક્ષકો, ફેરી કાપો ડોક. ૯૦

અર્થ સ્વચ્છતાનો અવળ, કરિ ન્હાતા અનિ બૈક;
તેજ દેશના શિક્ષકે, ટલ્યો દેશનો ટેક. ૯૧
અવળ અર્થ બ્રહ્મચર્યનો, કરિ વેરાગી થાય;
તેજ દેશના શિક્ષકો, હરામનું રળિ ખાય. ૯૨
અવળ અર્થ કરી સત્યનો હણે દેશહિતમર્મ;
તેજ દેશના શિક્ષકો, મૂર્ત્તિમાન કુકર્મ. ૯૩
અવળ સમજી અસ્તેયને, બને ન વિદ્યાચોર;
તેજ દેશના શિક્ષકો—માણુસ નહિ પણ ઢોર. ૯૪
સ્વદેશની ઇજ્જત જતાં, મરવે મોંઘા થાય;
તે સ્થળના શિક્ષક તણાં, શીષ ન કયમ છેદાય ? ૯૫
અપરિગ્રહ અવળો સમજી, રે' ઉદ્યોગ વિમુખ;
તેજ દેશના શિક્ષકે, લજવી માની કુખ. ૯૬
પતિ પૂજ્યે પદવી ઘટે, ગ્રહે અવરના હાથ;
તેજ દેશના શિક્ષકો, નકટા નરના નાથ. ૯૭
વગર ભણી જ્યાં વ્યંતરી, ભણેલી તે પણ ભૂત;
તેજ દેશના શિક્ષકો, તત્વ રહિત તાબૂત. ૯૮
ભક્તિ રસાયન ખાય પણ, પળે ન ચરી સ્વધર્મ;
તેજ દેશના શિક્ષકે, ફોડયું દેશનું કર્મ. ૯૯
જ્ઞાન રસાયન ખાય પણ ત્યજાય ચરી સ્વધર્મ;
તેજ દેશના શિક્ષકે, શેનું પ્રકટે શર્મ.[1] ૧૦૦
કલમ એકલી કર ધરે, તજી બેસે તલવાર;
તેજ દેશના શિક્ષકો, વણસાડે ઘરબાર. ૧૦૧

૧ કલ્યાણ.

ધરે એકલું ચારિત્ર્ય, તજી કલમનું કામ;
તેજ દેશના શિક્ષકો, હિત હણનાર હરામ. ૧૦૨
ધરે કલમ તલવાર, પણ હળ નહિ જેને હાથ;
તેજ દેશના શિક્ષકો, ઢોર ચોરના નાથ. ૧૦૩
સ્વદેશને શોભાવવા, ઉરમાં નહિ ઉત્સાહ;
રોતા શિક્ષક રાંકડાં, દિલ ઉપજાવે દાહ. ૧૦૪
ઉદ્યમહિન જે દેશમાં, ભીખારી ભડકૂશ;
ત્યાંના શિક્ષકને શિરે, મરણુ ઠોકજો મૂશ. ૧૦૫
ફક્ત અન્નની ભીડથી, દેશી વટલી જાય;
આચાર્યો એ દેશના, રાક્ષસ કેરા રાય. ૧૦૬
વિદેશિના સાળા બને, સ્વદેશના નહિ મિત્ર;
એજ દેશના શિક્ષકે, ભૂમિ થાય અપવિત્ર. ૧૦૭

સોરઠો.

હળ સુકલમ તલવાર, ઉદય કરો અમ દેશનો;
સ્વદેશ ભક્તિ અપાર, ઇશ્વર દો એ યાચિયે. ૧૦૮

ઇતિ શિક્ષણશતક સમાપ્ત.

## સાક્ષરોત્તમ શીઘ્રકવીશ્વર શ્રીયુત મગનલાલ
## પુરૂષોત્તમદાસ સંગવી લિખિત પુસ્તકો.
### ( નીચેનાં પુસ્તકો તૈયાર છે. )

( ૧ ) **શિશુપાળ–મદ–મર્દન અથવા રૂકિમણી હરણ**–સોળકળા સંપૂર્ણ ભગવાન શ્રીકૃષ્ણ પરમાત્માની મહામાયા શ્રી રૂકિમણી-દેવીના હરણ પ્રસંગની લીલા તથા દેવર્ષી શ્રી નારદની નારદ વિદ્યાનો નમુનો અસાધારણ રસાલંકારયુક્ત; નવીન ચીજોના સંગીતથી પરિપૂર્ણ, સર્વોત્તમ ઉચ્ચ પ્રકારના કવિત્વવાળું, જેમાં ભક્તિ સાથે જ્ઞાન, જ્ઞાન સાથે ગમ્મત, નીતિયુક્ત શૃંગાર, રસસાથે અલંકાર અને તત્વજ્ઞાનના ઉત્તમ અમૃતનું મિશ્રણ કરેલું છે. આ નાટક એક વખત રંગભુમિ ઉપર સભ્ય સજ્જનોની સમક્ષ ફતેહમંદી સાથે ભજવાયલું ત્યારે તેના પ્રયોગ સમયે તેના લેખક શિક્ષક તથા પાત્રોની કદર સારી રીત્યે ઈડર નરેન્દ્ર શ્રી મહારાજાધિરાજ શ્રી મહારાજાજી શ્રી સર કેસરીસિંહજી સાહેબ બાહાદુર કે. સી. એસ. આઈ. એ કરી હતી તેથી એ પરીક્ષક, પરમ ઉદાર, શ્રીમાન ઈડર નરેન્દ્રને અર્પણ કરવામાં આવ્યું છે. મુલ્ય માત્ર બાર આના પોસ્ટેજ. ત્રણ આના વી. પી. સાથે. કાચા પુંઠાના ૦—૬—૦

( ૨ ) **ટેલીમેકસનાં સાહસિક પરાક્રમો**—આ ગ્રંથની મૂળ ખુબી એવી છે કે તે ખુબી સર્વ ભાષામાં જળવાઇ રહે એવી છે. નીતિ અને જ્ઞાનનો આ સમુદ્ર છે, ગરીબમાં ગરીબ તેમજ મોટામાં મોટા ચક્રવર્તીનો પણ એક હિતકારક મિત્ર છે. અખંડ પ્રૌઢ પ્રતાપ શ્રી કચ્છનરેન્દ્ર તથા ખુદાવીંદ શ્રી જુનાગઢના નવાબ સાહેબ તરફથી આ ગ્રંથને પ્રશંસાપાત્ર આશ્રય મળ્યો છે. વિદ્વાનોના તેમજ જાહેર પત્રોના આ વિષે સર્વોતમ અભિપ્રાય પડેલા છે, અને કર્તાની

અરજી બિનાંજ નામદાર બ્રિટિશ સરકાર તરફથી કદર કરાઈ તે કે-ળવણીખાતાની શાળાઓમાં લાઇબ્રેરી બુક તરીકે દાખલ કરવામાં આવેલ છે. આટલા ઉપરથી સર્વ સુજ્ઞ પ્રજા આ ગ્રંથના મહત્વ વિષે સહજ અનુમાન કરી શકશે. કિમ્મત રૂ. ૫) પ્રાંચ્ય પોસ્ટેજ સાડા સાત આના.

( ૩ ) પદ્યસંઘ ( પ્રથમ યાત્રા ). રસિક વાંચકો ! જો ત-મારે શ્રી સરસ્વતીનાં સાક્ષાત દર્શન કરવાં હોય, કવિતાની અપૂર્વ ક-લ્પનારૂપ તીર્થના પવીત્ર જળનું પાન કરવું હોય, પ્રાચીન અર્વાચીન પુર્વાત્ય અને પાશ્ચિમાત્ય કાવ્ય સૌન્દર્યનો મેળો જોવો હોય; તો આ 'પદ્યસંઘ' ની પ્રથમ યાત્રાનો લાભ લેવા ચુકશો નહિ. મૂલ્ય ફક્ત આઠ આના પોસ્ટેજ અઢી આના. વી. પી. સાથે.

( ૪ ) આર્ય પ્રજાનો નિપાત. મફત ! મફત !! મફત !!! અનેક સ્વધર્માચારણી પુરૂષોના અતિ આગ્રહથી પ્રસિદ્ધિમાં મુકાયલું આ નાનકડું નીતિ, સદ્ધર્મ અને હાસ્યરસ વિગેરે દર્શાવી અત્યાનંદ આ-પનાર પોકેટ પુસ્તક માત્ર એક આનાની ટીકીટ મોકલવાથી મફત મોકલવામાં આવે છે.

( ૫ ) વિજયસિંહ વિજય. ( બોડાણો પરમ ભગવદ્ભક્ત બોડાણાથી ભાગ્યેજ કોઇ અજાણ્યું હશે) તેનું અત્યુત્તમ ચરિત્ર પ્રચ-લિત ગરબીઓના રાગમાં લખાયેલું છે. મુલ્ય માત્ર આનો એક. પો-સ્ટેજ અડધો આનો.

( ૬ ) પ્રજા પ્રબોધક ગરબા. દુષ્ટ સંસ્કારો પ્રજા વર્ગમાં પ્રસરતા નાશ પામે, તેને માટે સ્વદેશાભિમાન, નીતિ, સ્વધર્મ તથા ભક્તિ દર્શાવનાર તીથિવાર પડવેથી તે ઠેઠ ચોદસ સુધીના સુબોધક અને રસીક ગરબાઓથી ભરપુર પુસ્તક છે. મૂલ્ય માત્ર એક આનો